અમદાવાદમાં

# બત્રીસાની રેલનો રોળ

શોખીન સજ્જનોને વાસ્તે.

કેશવલાલ મગનલાલ,

તથા

પરચુરણ કવિઓએ રચ્યો;

તે

છપાવી પ્રસિધ કરનાર

છગુલાલ હરજીવન



## અમદાવાદમાં

સામળાની પોળ પાસે બક્ષી પરભુલાલ નાહાનાલાલના
મકાનમાં વાડીલાલ દલીચંદના 'ગુ૦ પુ૦' પ્રેસમાં
કુંવરજી હરીશંગે છાપ્યો.

સંવત ૧૯૩૧—સને ૧૮૭૫

કિંમત ૨ આના.

# છત્રીસાની રેલનો [illegible]



ગરબી ૧ લી.

મહા કોપ થયો તે કળી કાળમાં જો. એ રાગ

રેલે રેલ વાળ્યો અમદાવાદ શેહેરમાં જો.
ઘરબાર પડ્યાં પાણીની લેહેરમાં જો ૩૪

સંવત ઓગણી એકત્રીસ હાલમાં જો.
અષાડ લેખે બત્રીશાની સાલમાં જો

ભાદ્ર પદ ક્રસ્ન પક્ષ અષ્ટમીજો.
વાર બુધે લોક રહ્યા ભમી જો. ૨૦ ૨

દીન ઉગતા સવારે સાત વાગીઆજો,
સાબરમતીએ પાણી ચઢવા લાગીઆ જો ૨૦ ૩

બારીનો આરો મારો શોભે ઘણોજો,
પુલ તોડી નાંખ્યો તે તણો જો. ૨૦ ૪

ઉભા રહ્યાતા પૂલ પર જેટલા જો,
બરી તાણમાં તણાયા તેટલા જો. ૨૦ ૫

પડ્યા પુરમાં ગોથાં ખાઈ ગયા જો,
પાણી પી પીને પુરા થયા જો. ૨૦ ૬

તેમાં બે શીપાઈ સુરા હતા જો,
નિકળ્યા જીવતા શાહાવાડી જતા જો. ૨૦ ૭.

તણાઈ આવ્યાં ઘણાં ગામડાં જો,

મોટી લાકડાં લુગડાં ઓમડાં જો. રે૦ ૮
સુંસવાટે શેહેરમાં પાણી આવીયું જો,
એક એક લોકને ગભરાવીયું જો. રે૦ ૯
છોળ છાલકે પાણી ભેગુ થયુ જો,
મહેમું લશ્કરીને સંચે ફેલી ગયું જો. રે૦ ૧૦
ગભરાયા ઘાંચી ગોલા ભોસના જો,
નાઠી મારવાડણ આટો પીશતી જો. રે૦ ૧૧
સઉ કહે ગંગાને આરાધીએ જો,
પાણી આવતાં પેહેલાં પાગ બાંધીએ જો. રે૦ ૧૨
ઘરડા ઘાંચો અરથ અતી સોચતા જો,
હવાર રે ઈ લાટ મેલા પાગ બાંધતા જો. રે૦ ૧૩
ગોદડાંના વેંટલા વાળી આલતા જો,
બારણાંની તડમાં ગાભા ઘાલતા જો, રે૦ ૧૪
આખા શેહેરમાં બુમો બહુ પડે જો,
કોઈ કહે એમ શું પાણી ચડે જો, રે૦ ૧૫
ઘેહેલી ગંગાને ગુસ્સો ઘણો ચડયાં જો,
રાયપુરનો કોટ તુટી પડયો જો. રે૦ ૧૬
પોલીસના લોક પોક પાડતા જો,
મારી ધપા લોકને કાહડના જો. રે૦ ૧૭
બારડોલ ચતુર નવ ચુકીઆ જો,
ઘરમાંથી લોકને કહાડી મુકીઆ જો. રે૦ ૧૮
આવક સુરા ભુપ દુપ કાપતા જો,

સઉને સુખડી મવાણું આપતા જો. ૨૦ ૧૯
ગંગાજી આવ્યા ધમ ધમતાં જો,
કારંજમાં નાવ હોડકાં ભમતાં જો. ૨૦ ૨૦
દુધેશ્વરમાં પાણીમાં ગયા લપગી જો,
આવ્યું પુર પાણીમાં ગયા લપગી જો. ૨૦ ૨૧
જમાલપૂર ઇંદરીઆ લગી જો,
સઉનાં ઘર હવેલાં રહ્યાં ડગમગી જો. ૨૦ ૨૨
માણેક ચોકમાં બુમો પાડતા જો,
કાપડીઆ કાપડ કહાડતા જો ૨૦ ૨૩
ઘાણા મજુરોને મુલ આલતા જો,
ખરકી આડીમાં ગાંસડા ઘાલતા જો ૨૦ ૨૪
નવાવાસ વાળા ઘર તપાસતા જો,
ઢોખાં ગાયો બળદ લેઇ નાસતા જો. ૨૦ ૨૫
પુર પાણી થકી પડ્યા ભુખ્યા જો,
ઘણા લોક ઘરમાં કચરાઇ મુઆ જો. ૨૦ ૨૬
બે માંધોડાં જળ ઉછળતું જો.
દેખી દેખી લોક કળકળતુ જો. ૨૦ ૨૭
હવે સાંજે પડ્યું પાણી જંપતુ જો,
પણ પડે ઘરને સઉ કંપતુ જો. ૨૦ ૨૮
રાતે ફાનસ લેઇ સઉ ચાલીઆ જો
કોઇએ વાંસ ડંગોરા ઝાલીઆ જો. ૨૦ ૨૯
પાણી જોઇ નીશાસા નાંખતા જો,

ઈમ મુકી નીશાની રાખતા જો. ર૦ ૩૦

મધ્ય રાતે પાણી પાછું વળ્યું જો,
વાણું વાયું ને તેં પાપ આવી મળ્યું જો. ર૦ ૩૧

તાજપૂર આસ્તોડીઆં બારણે જો,
આવ્યું પાણી ના રહેવાસુ બારણે જો. ર૦ ૩૨

સારંગપૂર કાળુપુર કંપીયું જો,
જગ જોઈ જરા ન જંપીયું જો. ર૦ ૩૩

થોડું માણસ પુર જોવા ગયું જો,
પુલ તુટ્યો વચ્ચે રોકાઈ રહયું જો. ર૦ ૩૪

જમાલપૂર બાહાર જોગી હતો જો,
ચડી બેઠો વૃક્ષ ડાળે જતો જો. ર૦ ૩૫

બબ્બે દીનની તે ભુખ્યા રહયા જો,
એવા વાંકા દહાડા એમના થના જો. ર૦ ૩૬

પહેલા આગગાડીના પન્ન તુટીઆ જો,
એનોએ આવરદા ખુટીઆ જો. ર૦ ૩૭

શાહાપુરમાં સંત ઝાડે ચડયા જો,
મુળ ઉખડયું ને હેઠા પડયા જો. ર૦ ૩૮

જય જય ગંગે મુખ ભાખતા જો,
ઘડા ચુંદડીને શ્રીફળ નાંખતાં જો. ર૦ ૩૯

એ પૂર જોઈને ત્રાસ લાગતા જો,
તાંસાં પરઘમ ને ઢોલ વાગતા જો. ર૦ ૪૦

કોઈ દુખીઆની દુખે મરયા જો,

કુંવાળે કરે કંકુની આરસાં જો. રે૦ ૪૧

ઢોરની ધુમ બહુ સુણતા જો.
કોઈ ઢોંગી હતા તે ધુણતા જો. રે૦ ૪૨

ઘણી બાથો પડેલી પશુ તણી જો,
તેની દુરગંધ મારે ઘણી જો. રે૦ ૪૩

કદી ત્રાપા ફરેચા નહોતા આટલા જો,
તળે માટલાં ને ઉપર ખાટલા જો. રે૦ ૪૪

પીપાના પણ બહુ ત્રાપા થયા જો,
લોક ઉપર બેશી જોવા ગયા જો. રે૦ ૪૫

બારડોલણરૂ બેશી ગયું જો,
હડીપરૂ ભાંય ભેગુ થયું જો. રે૦ ૪૬

વ્યાસ વલભ દૃખી દૃખી થાય છે જો,
પણ પુન્યે પાપ ઠેલાય છે જો. રે૦ ૪૭

---

## ગરબી ૨ જી.

સારૂ સારૂ રે સુરત શેહેર મુંબઈ અજબેલી. એ રાગ.

ગંગાએ કીધો કોપ રેલ રેલાવગાવ્યા;
શું છાજે છાપરાં ઠોપ રેલે રેલાવરાવ્યા. ટેક.

છાપરાં છનવાળાં બાંધેલાં, જીલશે પાણીનો ભારરે;
ઠોપ હોય તે ટપકાં ઝોલે, પણ નીચેનો શો આધારરે. ૧

ઠાંઓઞમાંથી ઢોળ્યા લોકને, રૂવે સઘળાં સાથરે;
કડ કડાને છાપરા તુટયાં, જોઇને ઘસતા હાથ. રેલ; ૨

ફુલ કરેલી ઇમારતો, તે મુળગાથી તુટેરે;
માલધણી જુવે નજરે, છાતીને શીશ કુટે. રેલ૦ ૩
ઘોરા લોકો કેહેવા લાગ્યા, દીકરાની કમાઇ હુતીરે;
રેલીમથી ઠેકાણે બેઠા, ત્યારે દુકાન ખોલી સુતીરે. રેલ૦ ૪
ધાંચી નેરતી નયણાં ભરતાં, જુવો કરમની કાણીરે;
ઘી તેલનાં કુલ્લાં ભરેલાં, તેમાં પેઠું પાણી. રેલ૦ ૫
પારશી લોકની દુકાન ડુબી, ડુબી બાટલી દારૂરે;
એક પારસણ કેહેતી નીકળી, ઘરબાર બેઠું મારૂરે. રેલ૦ ૬
દાણાપીઠાની દુકાનો દબાઇ, પાણીનો નહી પારરે;
અનાજ અતિ ભરેલું તે, તણાઇ નીકળયું બહાર. રેલ૦ ૭
ઢાળગરબોળ ઢાળીને પાડી, લોક દુખીયા હુવારે;
નીક હુવાડા ઉભરાઇ રહ્યા, ભરાયા ભારે કુવા. રેલ૦ ૮
ગંગાજી ઘુઘવે ઘણું, મારે છાલક સપાટારે;
મરનાનો મેઘ માથે મચ્યો, રહી રહી ઝીકે સપાટારે. રે૦ ૯
મુનશીપાલને પોલીસ મળીને, ફેરવે શેહેરમાં સોટારે.
પણ ગજાનંદને સેકરેટરીનો, પડીઓ પાકો તોટો. રેલ૦ ૧૦
કંઇ જાણા રૂવે જોખમને, કંઇકજ રૂવે જરનેરે.
કંઇક જાણા રૂવે મરદાને, કંઇકજ રૂવે ઘરને. રે૦ ૧૧
બારડોલ સાહેબ બહુ અકળાય, દેખી દુનીઆનું દુખરે.
આખમાં ઝરઝરીયાં આવ્યાં, ઉતરી ગયું મુખ. રે૦ ૧૨
ભાત કરવાને ચોખા પલાળે, તો પલાળ્યા છેક રેક
દાળ ભીની થઇને ફીંગરઇ ગઇ, લોટ થયો કણીક. રે૦ ૧૩

એક વારે નાશ થાય તો, દુખડું જોવું મટેરે;
મારે પ્રભુ આવી રીતેથી, ઘા કરવો નવ ઘટે. રેલે૦ ૧૪
શ્રાવણ માસે સુરી પુરી, કયાં ગયો મેઘ નાશીરે;
ઉપરનું ઊંધુ પડયું, નીચેથી નાંખ્યા ફાંશી. રેલે૦ ૧૫
ચોરીસાના આતુર માસે, કરયો તો કાળો કેરરે;
અદકચર રેહે દીધુ તું, તે શું વાળયું વેર. રેલે૦ ૧૬
ઘણાક માણસ પડયા પુરમા, તરફડી ખરકા પારેરે;
સઉને જીવ પોતાનો વહાલો, કોણ જઇને કાહાડે. રે૦ ૧૭
વહાલી વસ્તુ મેલી હારે, સઉ દુખીયાને બેઠેરે;
બાળ બચ્ચાને લેઇને નાસે. કામની છુટે કેસે. રેલે૦ ૧૮
ખાંડ સાકરનાં બનીઆં પાણી, સઉને વાળ્યો શોકરે;
જોવા જેવો મેળો ભરાયો, લાખો મળીયા લોક. રે૦ ૧૯
બારડોલ રઇયત રક્ષણ કરવા, મદદ દીધી આજ.
આ ઉપકારથી આશીશ દેઉછું, અવીચળ રેજ્યો રાજ. રે.૨૦
મોળ પાડામાં પંજો બાંધે, આગળથી સઉ કોપરે;
પાણીમાં નાશાની રાખે, વધ્યું ઘટયું જોય. રેલે૦ ૨૧
ગંગાને સઉ પુરૂપ સડાવે, કરગરી પાયે લાગેરે;
રઇયત સઉ પરમેશ્વર પાસે, દીનતાએ દવા માગે. રે૦ ૨૨
વળી સઉ સેર સામાન ઘરના, કાઢી કાઢી લેતારે;
પરદેશી પેરે પોતપોતાના, સગાને ઘેર જઇ રેહેતા રે૦ ૨૩
માધવપરૂ મુળમાંથી બેઠુ, સઉને કરયા કંગાળરે;
ફુલપરૂ ફરી ન દીઠુ, ઘણા તાણ્યા માલ. રેલે૦ ૨૪

કાંપ તણા સોજન સાહેબો, દેખીતા બહુ ભારારે;
પોત પોતાને ઘરે ખુશી, જીવ લઈને નાઠા. રેલ૦ ૨૫
તંબોળીના કપાતાગાયા, લવાર લોહોદુને લખારે;
મુસલમાન ગાળીને મોચી, કરતા દોડા દોડ. રેલ૦ ૨૬
કાને કશુ સંભળાય નહીને, આવ્યું સાગરપુરરે;
કડ કડ કરતા તુટે છાપરાં, માલ થયા ચકચુર. રેલ૦ ૨૭
નીચેથી માર નીરનો આવ્યો, ઉપર મેઘની વૃષ્ટીરે;
પર નંદ્યા કરનારા હતા, તે સઉ પામ્યા કષ્ટી. રેલ૦ ૨૮
સંસારમાં સઉ ફાટ્યા ફરતા, લજ્યા કરતા લોપરે;
પણ પ્રભુ સઉ તારાં છોકરાં, આવો ન કરવો કોપ. રે૦ ૨૯
આતો બીના બહુ બને પણ, છે ટુંકામાં સારરે;
આ ઉપરથી શુદ્ધ સમજજો, ન કરો બ્રહ્મ તીરસકાર. રે૦ ૩૦
પ્રભુ તું પ્રજા પાળનારો, આવું ન કરીશ કામરે;
અલબેલા તને અરજ કરેછે, વલભ સુરજરામ. રેલ૦ ૩૧

ગરબો ૩ જો

શેઠ સગાળસા સાધુને સેવે, વાણીઓ પાળે વૃત. એ રાગ.
અરે કોપ આતે શો કરીઓરે, અતી દર દુખડાં સહીએ ટેક
ચોવિશા માંહે વરસાદ વૃષ્ટી, સુષ્ટીની માંહે બહુ;
લોકોતો પોકો મુકીને રોયા, ધોકો પડ્યો જન સહુ. આ૦
શ્રાવણ સુધી નિરદ ના આવ્યો, લાવ્યો પછીથી રેલ;
ભાદરવામા ભજવ્યું ભારે, વાહરે કીધો શો ખેલ. આ૦

લોકોતો દામ ધામથી મુવા, કામથી મુવા કોઇ,
હાટ વાળ્યો આ શેહેરની ઉપર, ભાન રહે નવ જોઈ. આ૦
બુધવારે તો બુધુ૦મારીને. કીધું તેં શીધું કામ.
ગુરૂવારે વળી ત્રાહની તાળી, પડાવી તજાવી હામ. આ૦
કોટ અને પુલ તો તોડી નાંખ્યાં, તોડ્યા મિનારા બહુ;
બંગલા બારિયો બજાર બધાં, તોડી નાંખ્યાં કહું સહુ. આ૦
ભુવા પડ્યા જેમ કુવારે મોટા, રોતા ગયા તેમ લોક,
કરે વધારે તે શું બિચારા ધરે ઉરે સહુ સોક. આ૦
મુશલમાન માંછી અને મોદી, પારશી પિંજાર એમ,
ઘાંચી મોચીને હોરા સુધાનો, ઘાણ વળી ગયો જેમ. આ૦
ફડીયારે પડીયા રડીયારે બહુ, કડીયા કે' બબ્યાં થઇ;
રોજ આછો જો સરકાર પ્રીતે, કરે તો ભાવટ ગઇ; આ૦
રાપખડે તો રોળ વાળ્યાને, અસ્તોડિયામાં એમ;
ભદર આગળ ભારે તમાશો, લોકો લહે છે કેમ. આ૦
માંછિ પિંજારા બિચારા બખાતો, ગાંસડી લઇને હાથ;
નાઠા. તે જાયે બાળક પોતા, કેરાં લઇજ હાથ. આ૦
પડે બિચારા કે ઉભા થઇને, મુકે તાણીને હાટ;
આંત્રળાં લુલાં લંગડાં બાપ્યાં, વળગી જાગ્યે કોટ. આ૦
મહીપત પાદરી સરવ નાઠા, પારશી પણ તે પળ.
મિયાં મુલ્લાંને કાજીઓ સાહેબ, નાઠા જોઇ મહા જળ. આ૦
હિંદુની શેરીમાં આવે નકીકો, મહા ગણીને જેહ;
પારશી સાહેબ આવી રહ્યા વળી, લાગ્યાં ગળ્યાં ઘર તેહ. આ૦

ડે'લાં શાળા આલયમાં સાડે. કરચો આવીને વાસ;
ગરીબાં ખાલી રહી નવ જાણે, પાણીની પારૂપા ત્રાસે. આ૦
વધામણાં વળી વિશેશ દીધાં, ગાજતાં વાજતાં અપાર;
લોકો કહે છે નકી આ ખરી, રેલ પીછી ફરી ત્યાર. આ૦
સાબર તે તો હદ વાળી છે, કાંઈ તુને હું કહું;
કાઢાંથી ગરીબ લોકને ભાગ્યા, રડે મુકી પોક સહુ. આ૦
સાબરમતી તને તો કહું છું, સાગર મતી હાલ;
નાની દેખાતી દાટ તેં વાળ્યો, ભાખે છે ભગવાનલાલ. આ૦

---

## ગરબી ૪ થી.

રાગ ઉપર પ્રમાણે.

આરે હાવરે ઊંધું વળ્યુંરે, સાબરે અમદાવાદ ગળ્યુંરે; ટેક
ધુ ધુરે કરતું પાણી મોકલી કરચાંરે અકરા કેર;
અતિરે રાતી સુંદર સાબરે મતી, તારા મનમાં ન આવી મેર; ૧
ઓકત્રીની સાલે, ભાદરવા વદ આઠમ, બ્રહસ્પતનેરે વાર,
ઘર ખેંચાયાં, ઢોર તણાયાં, ને હાય હાય થઈ રે પોકાર; ૨
આકાશ ફાટે જેમ ગરજના થાય, પાણી કરે તેમ શોર;
માણસ તાણાયા, ઘોડા ખેંચાયા, ને ખેંચાયાં લાખો ઢોર. ૩
સાંપ અને સાંપણ, વાઘ અને વાઘણ, વેહેતારે વેહેતાં જાય;
ફાંફાં મારે સહુ નર અને નારી, પણ કોઈથી ના નિકળાય ૪
તાડ ખેંચાયા ને, ઝાડ ખેંચાયાં ને, ખેંચાયા બહુ પલ;

સડકોની ઉપર, ને શેરીની વચ્ચે ને, જ્યાં જુઓ ત્યાં જલ. ૫

ખાટલાં તણાયાં ને ખાટલા તણાયા, ને બેશી ગયાં સુખ ધામ,

પથ્થરની મશીનો વિના, કોઈને ન મળે આરામ. ૬

પાચ્છારે વાડીથી પાણીરે શીખું, લુટતું સઉને આય;

નારણઘાટે સ્વામીનારાયણની, ધર્મશાળા વહી જાય. ૭

સાબરમતીનું રેલવે સ્ટેશન, વહી ગયું છ સાત કોશ;

સાબર મતીજીનુંરે ભારે, તે પર આવ્યો રોશ. ૮

કાંપમાં કંપારો ઉત્પન્ન થયો ને, આવ્યો સદર બજાર;

માલ મીલકત સહુ તણાઈ ગઈને, લોકો થયા લાચાર. ૯

સાહેબ લોકોના બંગલાની માંહે, સુખ પામ્યા સહુ લોક;

વાણીઆની દુકાનો વહી જઈ ત્યારે, રૂવે મુકીને પોક. ૧૦

નાશ કરંતુ પાણીરે ત્યાંથી, દોડ્યું શહેરની બહાર;

વાડીઓ તોડી, હવેલીઓ ફોડી, ને ખાધા બગીચા હજાર. ૧૧

નરમાવાળા વોહોરાની વાડી નો, ન લાગે પતો આજ;

જળ પ્રલયના પાણીની સામુ, કોઈના ન ચાલે ઇલાજ. ૧૨

દાડમડી ગઈ, ને ખાડમડી ગઈ, ને વહી ગયાં મેવાનાં ઝાડ;

બંગલો વહી ગયો, પથરા વહી ગયા, મોટી પડી ત્યાં ખાડ.

શેઠ હઠીશંગની વાડીની માંહે, માથોડાં પાણી ચાર;

છાપર છાપરી બેશી ગઈ, ને ડેહેલાં પડ્યાં સુખકાર. ૧૪

ફુલપરામાં ફરી વળ્યું રે, નુકશાનકારી નીર;

વંજેરી નાખ્યું, કંઈ ન રાખ્યું, રહેવાનું મંદિર. ૧૫

શાહા ત્યાંના સતી સાબરે, પેહેરચા મન આણી પ્રેમ;

બાર વરશે કોઈ કકડો ન આપે તો, માતાજી લે તેથી એમ. ૧૬
હઠીશંગ શેઠની પાસે ગયું, બધુ હઠીપરાનું ગામ;
સમ ખાવાને બાકી ન રૈહયું, કોઇનું ત્યાં મુકામ. ૧૭
ફતેપરાના ફતે કરી, નદી સાબર મતીએ કંપાર;
દુઃખ દરીદર સરવે વાહાયં, ને કંઈ ન રહી તકરાર. ૧૮
બારડલપરૂ બેહોલ બન્યું, ને એંચાયું માધવ સાથ;
નાનારે ભાઈ મોટા ભાઇને હેતે, જઈ ભીડી ત્યાં બાથ. ૧૯
માધવપરાની વાત કહું તે, સુણજો પ્રીતમ પ્રાણ;
માધવપરાની દુકાનો ઉપર, ફરવા લાગ્યાં વાહાણ. ૨૦
જળ મહારાજે ઉજાડ કીધાંરે, મારવાડ કેરાં લોક;
ઇડે કીડે હાય હાય કરે સહુ, મારવાડી મુકી પોક. ૨૧
રૂ એંચાણુ ને સાકર તણાણી, ને વહી ગઈ સુંદર ખાંડ;
સારા સારા નર એંચાઈ ગયા ને, એંચાઈ ભુંડી રાંડ. ૨૨
પીસ્તાં બદામો સાબરે ખાધાં, ને ખાધા મીઠા ગોળ;
બગીવાળાની બગીઓ ફાડ્યાને, કોઇથી થઈ નહી ઓળ. ૨૩
પાંચસેંની ગાંસડી પાંચ રૂપીઆમાં, વેચાય છેલી વાર;
રૂપીઆની કોથળી ખાંડ વેચાઈ, ને ગોળ રૂપીએ મણ ચાર. ૨૪
ઘીનાં ઘણેરાં કુડલાં એંચાયં, સાબરના હોમ કાજ;
તેલ તણાયું, કાપડ તણાયું, ને વહી ગયાં છાપરા છાજ. ૨૫
માધવપરાંના વેહેપારીઆનાં, સુધરી ગયાં સહુ કામ;
વેહેપાર પાછા ચાલુ કરવાના, દિસ્તા નથી કોઇમાં રામ. ૨૬
બેહેચરદાસનો પીળોરે બંગલો, ઢાલો થયો એકદમ;

બારે ખુંટથી હેઠળ બેઠો. નીરે ન રાખી શરમ. ૨૭
તરતારે તખતા ને, બાગીરે સાગી, સઉની દશા થઈ એક;
એદાન મેદાન થઈ ગયું ને, ઊંધુ વળ્યું સહુનું છેક. ૨૮
નવુંરે બાંધેલું આંબામાનું, મુખજપગાનું મંદિર;
ચારે ખુંટથી હેઠળ બેઠું, ને પીવા લાગ્યું નીર. ૨૯
દલી દરવાજો ને સારંગપૂર દરવાજો, થઈ ગયા એકાકાર;
કોટ ઝરીને પાણી પેસે, ઘરનાળાંનો લાગે માર. ૩૦
શાહપુર દરવાજાનીરે બાહેર, ઊંડો પડ્યો એક ખાડ;
ઊંડાઈ એની નિશ્ચે ધારો, એક ઉપર એક તાડ. ૩૧
પાણીએ દરવાજાની રાહે, આવવાનો કર્યો વિચાર;
સાબરને તેના બાળકો ઉપર, દયા ઉપજી તે વાર ૩૨
કાગદીઆના કારખાનાંઓએ, ધરતીને કરીરે સલામ;
વેહપાર સહુના ભાગી ગયા તાને, બળતા ઉપર આ ડામ. ૩૩
નદીની પાસે મહાદેવ મંદર, અંદર જળનો માર;
મહાદેવ મુરતી હેઠળ પડી, ત્યારે કેમ બચે ઘરબાર. ૩૪
વાડજમાં તો વાડજ રહી, ત્યારે નવરંગ પરાની શી આશ.
નારણપરાનું નીર નારાયણે, કરવું સત્યાનાશ;
બાપ્પી સાધુએ તો અનર્થ કરીને, બાંધ્યું હતું નીજ ધામ;
ત્રણશેં પચાસ રૂપીઆ લેવા રહ્યો ત્યારે પાંચનું સારવું કામ ૩૫
કબરસ્તાનની કબરા અતિસે, બેસાઇ ગઈરે બચીત;
એક નાવ ઉપર બેઉ બેઠાં, મંદારને મસીત.
જમાલપુર દરવાજાના બાહેર, પાણીરે લીધાં બાગ;

પુલ આવળથી તોડે નહી તો, આખું શેહેર —

કાગળનો અરજો પુરો થયોને, ભોંએ પડ્યા તેના હાથ:
એલીસ બ્રિજ બંધાઈને આવી, ત્યારે કાજી બાગ તે સાથ;
એલીસ બ્રિજ પડી પારે શીપાઈ, શુરાને હુશિયાર;
પૂલની સાથે નદીમાં પડયાને, નિકળ્યા ગણી બે ચાર.
કાજીની કબરો તણાઈ જઈને, પોહોચી શાવાડી માંય;
ઉજાડ થયો બધો બાગ બગીચોને, બાકી રહ્યું નહીં કાંય
કોટને ફરતું સરવેરે પાણી, ભારરે તે સંતાપ;
વાણી સુણો એનો પાણી નહોતું, પણ આપણા કરેલા પાપ;

---

ગરબા ૫ મો

રાગ ગુજરી

જાગ પ્રલયથી ઉજાડ સઘળું રાજનગર થયું શેહેરરે,
કનીષ્ટ લોકોના કર્મ કરાવ્યા, કેવા કેવા કેરરે; ટેક.
પુર ફાટ્યુ પાણી આવી પોહોચ્યુ દલ્લી દરવાજાને કોટરે;
બાજરી અડદ મગ ચોખા તણાયાને, તણાઈ ગયા ઘઉ લોટરે
રક્ષણ કાજે બેઉ દરવાજા સરકારે વાશી દીધારે;
શેહેરને બચાવવાને માટે ઘણાં ઉપાયો કીધારે; ૨
દલ્લી દરવાજાના કમાડ બેઉ, તોડીને આવ્યું નીરરે,
છાતી ફાટી ત્યારે નર નારીના દીલમાં, રહી નહી ધીરરે. ૩
અરધા દરવાજામાં પાણી પેઠું, તે કેર બમાય કેમરે.

જીવ લઈને લોકો નાઠા, જેમ બચી આવ્યું તેમરે. ૪
ઘરોને સાંકળ નવ વસાણીને, ઉઘાડા મુકયા દ્વારરે;
લડબડતા ગાંસંડીઓ લેઈને, નાઠા થઈ લાચારરે, ૫
મોટાંરે મોટાં લાંબા લાકડાં, ખેંચાઈ આવ્યારે,
જાય રાજી કાંપ અતિશે, શેહેરની વચ્ચે લાવ્યારે;
પાણી ફેલાયું ત્યાંથી ભારેને, ચાલ્યું ત્રણે દીશરે.
નરનારી ઉદાસ થયાંને ઊંધ. ધરયા શીશરે;
વાણીઆની વાણી પાણીએ જાણીને, તાણી હરએક ચીજરે;
ઓછું જોખવાની શિક્ષા આપી, મનમાં લાવી ખીજરે,
ઘાંચીઓળના ઘરબારોનું કાઢી નાખ્યું, ઘાણરે,
ઘર ઉપર ઘર પડી ગયાંને, સરવે થયું ધમસાણ,
ઘાણી તણાઈ બળદ તણાયાને, તેલની થઈ રેલ છેલરે
એરંડીયું ઘાંચીનુંરે કાઢો, હંસવા લાગી રેલરે
તલ માત્ર ઘરમાં ન રહયું, ગોળ વાળાનું ગોળરે;
સરશીઆનાં કુલ્લાં વહી ગયાં, ત્યારે કરવા લાગ્યા ઓળરે;
મેલા ગેલા ઘાંચી લોકો લુંઘડાં ધોવા ન જાયરે,
કૃપાળુ સાબર પાણી મોકલ્યું, વસ્ત્ર ધોવાને ત્યાંયરે
જુઓ ભરેલા ઘાંચણ ઘાઘરા, લઇને ચાલ્યાં નીરરે
સરસીયું સરોવર થયું ગયું, ઘર ઘાચા ગંભીરરે
અંબારામ અંબા માનો, કોપ થયો અપારરે,
જોઇતારામને જોઇતા નથી, હવે ઘર પોતાને બારરે
જેઠારે જેઠારે હેઠા બેઠા, ઉઠાવવાની નહી આયરે

ભુધરને ભુધરી ગયાંને દુખ કોણે કહેવાયરે ૧૫
ભુખણને ભુખણી ગયાં ત્યારે, નાના બાળક્યા શોકરે,
મુળજીના ઘરમાં મુળીયાં નિકળ્યાં ને પાણી પોહોચ્યું ઠકરે.
ખારાટીઓને ભમરી આવીને, માંડુમાં આવ્યાં ફેરરે;
લટુ સાહેબને સંભરે, જો હોય તે આ શેહેરરે
દમકડાંની પેઠે સઉ મળી, જળમાં ખાધાં ખાપરે,
ખરા દીવશમાં રોતા રાખ્યા, રોતાં રસ્તા માંપરે
વાઘરીઓના ઘરમાં જ્યારે આવી પોહોતી રેલરે,
આનસ પાનસ વેહેતી ચાલીને, ચારેલું ઘાસ લેટ તેલરે.
તેલ ગએથી ખેલ ગયાને પડ્યા પડા થઈ અનેકરે.
ભીંતે ઉપર પુણ ભીંત પડી પણ, નેકું ન ભાગ્યું એકરે
વાઘણીઓની દેવીઓનાં પુરનથી મારચા દેવરે,
કેમકે વઢતાં દેવીને ગાજો, દેવાની એમને ટેવરે,
ચરખાની પુંજી સહુ ખોઈને, કોઠાનું ખાયું તેલર,
ચરખાની પાઇઓ પણ ખોઈને. ખાવું તેજ ખાપરેલરે,
ગોધણીઓ ગોધડું લઈને નાઠાને વર્નાઓ વનમાં જાયરે,
કાળીઓ કાળુ મોડું લઈને ખોળામાં સતાયરે;
સુંદરીઆની સુંદર જુપડી, ઉડી બારે વાટરે,
ખાટલીઆના ઘરમાં કોઈ આવી રહી નહી ખાટરે,
વાડા ગઇ વાડાની પાસે, ને લાડી લાલા પાસરે;
ઘસલીઆના ઘરની ઉપર, રહી નથી કંઈ ઘાસરે
ઉમાંમના પાણીના હાથે, પાડા પોલ ઢાળરે;

ચળકંટ મારના ઘર બંધાએલા, ભાગ્યા ઞાજે ઓળરે
સહુંના ઘરમાં પાણીએ પેશી, કીધી લીલા બહુરરે;
કોણ જાણે કીઆ કાગના લીધા જળ રાજાએ વેરરે,
કસઈપણું કસઈવાડામાં જળ રાજાએ કરયુંરે.
ઘરબાર કંઈ બાકી ન રાખ્યું ત્યારે પાણી ઉતરયુંરે
મોરકસવાડે મોર કરીને, ચાલ્યા સાબર માતરે;
ઘણી જુગતીથી પ્રાણ બચાવ્યા, શુકરવારની રાતરે;
નાગોરી વાડાની માંડે, નાગોરીના રપામરે,
નાશી ગયા સહુ જીવ લઈને, કીધું સારૂં કામરે.
પીંજારાના પીં પીં બાગી, પીંજણી પી જાણ તાંતરે,
જળ રાજાના ફેરથી વેહતા, રૂમાળ સહુથી ન્યારાતરે;
ગોટીલા ગોટીલાની પેઠે, દેહોતા ફરે ઘણા બાળરે;
ઈસ્વર કૃપા એટલી હતી કે કાઈને ન આવી આળરે;
છપર બંધ છપર બંધ થયાને, સાતે હિંમત હારયારે
જુગ કરતાએ જુગતી કરીને, જીવ એમના ઉગારયારે
ચોકના ચોક પૂરા થયાને, કંઈ રહી એંધાણીરે
ત્રણશેં વરસના ત્રણ દરવાજામાં ત્રણ વાર આવ્યું પાણીરે
કુંપડને જબરૂ થાપડ લાગી, આવ્યા દુકાનો બારરે
જળની ઉપર છાટની પેઠે, ઉડતું ફરે નિરધારરે
નેન સુપને અતિ દુખ પડયું ને, લકડા ને લઠ વાગીરે
જગનાથાએ જગનાથપુરી રહેવાને લીધી માગીરે
અલપાકો તો પાક થઈને મલ મળને નવરાવેરે

સાટેન સાટેન, આવે તો તેને દાઝીજ સારાવેર

મનીઆર કુંજડા સહું ઓંચાપાને, ને ઓંચાવા માલીના કુલરે

ટુંકામાં કહું છું ગઈ ઓંચાઈ રસ્તા કેરા ધુળરે
જાઈ જોઈને ચંપી કરતી, સ પાની અહો નીશરે

ઘાંચીએ ઘાણુને પીંજીએ પીંજુ, સાખરને નાખ્યું શીશરે,

કંસાઈઓળમાં કંઈની પૂરી કરી દીધી આશરે.

ખાટુ લાગશે ખાવું એમને, ખમીત એક ખ માશરે.
અટરવાળાની પટરખાની ને, ટઈપખજીને દુખ ભારરે;

કીમતી વસ્તુ અટર જેવી, પન લકમનજી લાચારરે.

શું કરે પાણી આવી પોતું ગજબ અલ્લાની ગારરે,

ઓડાઈ ઇમારત અટર ગાટર ઘરમાં પડી ગઈ ખારરે.

આ પયા ભઈ પાકા ઘર તો અબહુસરા ભરા ખીમરે;

જાહપનકા દપ્તમેં આયા, સુસર ઓંચાયા કીમરે,

હીંદુસ્તાનકા અમતો બાકી, એસા ન દેખા પુરરે;
અજી જર સાહુબ ચરા નહી, લઠ મારૂગા હજુરરે.

કોન નગર બિ રાન કીઆ, ઓર કોન નગરકા ભાગ્યોમે.

સુરત હૈ ઘરબાર પરતહે અમપે દયા ન લાગ્યોજે.

પારશીઓને આ પાણીએ પૂરો, કરયા નારાશરે;

બંગલા ફાડયા ભુવા પાડયા, ને પમાડીયા ત્રાશી ત્રાશરે,

કરંજ બેઠુને તેની પાસે નરરાજજી નામદારરે;
અખબાત માણુશનું ઘર પડયુંને, લોક દબાયા ત્રણ ચારરે,

રાયખડતો રાયબાડ થયુંને, બાકી રહયું ન ઘરબારરે;

હાલમર વાડાના ટાળની પાળમાં ટાળ ઠળયા દસ બારરે,

જુગજીવન વિન કોણ કરે સંભાળજો; પ્રલયકારી. ૩

આધારામની રાખે ઘર આધારામનું,
જેર જેર કાઢવ ફીચક ટેગલા થાપજો;
પ્રાણલાલના ઘરના નિકળ્યા પ્રાણજો. પ્રલયકારી ૪

નવીરે પાળના બાંધેલા જે નવા ઘરો,
બેઠા સઘળા ઘરતી માતની સાથજો,
ઊંડારે ઊંડા તેમાં ભુવા પડ્યા,
પાણી પ્રભુના જ્યારે લાગ્યા હાથજો. પ્રલયકારી ૫

ગભરાણી પટલાણીઓ સઘળી ગામની,
જેકાર આકાર પારવતી પ્રભાત જો;
શીવકોર બોલી સાંભળને ઉજમ વહુ,
સુરજ ઉગેથી પાણી આવ્યાની વાતજો; પ્રલયકારી. ૬

દીવાળીના ઘરમાં તો કુળી રમે,
નજરાજ અતિ મનમાં આણી પ્રીતજો;
રળીઆત વહુને જુગતી જ્યારે નવ જડી,
મસીતમાં આવીને બેઠા પ્રીત જો; પ્રલયકારી. ૭

સેજર વાડાનીરે દશા ખોટી થઈ,
હેઠળ પાડ્યાં છાપરાં નેવ જો;
ઓટલારે પાટલા વેહેતા ચાલીઆ,
કરતા હતા તે કુબેરની શીવજો; પ્રલયકારી. ૮

રળીઆત થઈ ઉદાસને ફુલી બાંજરી,
જ્યારે પાણીઆવ્યું ઘરની માંહે નીરજો;

કંકુ પારેખવાડીનું રે વેહેતું ગયું,
ગંગા માએ તો કંઇ ન રાખી ધીર જો. પ્રલયકારી. ૯
ઢેડવાડાના ઢેડનાં તારયાં ઝુંપડાં,
ઢીહલી ખાલી જુસ્સાને ઘર વહી જાય જો;
હીરી ખાલી હાહુ માઝી હેડ કે,
રહેને હાજર માત આંક કાપાય જો; પ્રલયકારી. ૧૦
ઘોડનરીઆની પોળનાં ઘર ગુજરી ગયાં,
હુડ હુડતા તેમાં પહોચ્યા જળ માહારાજ જો;
પૂરાંરે કીધા ઘર સઘળાં પલવારમાં,
નીરે નવ રાખી કોઇની લાજજો. પ્રલયકારી. ૧૧
ઘડનાળે તો શાહાપૂરને ઉજડ કરયું,
કેમ ભાયે કહો ઘડનાળાની પોળજો;
ઘર ખોડાંને હવેલીઓ પડી ગઇ,
રસ્તાના પણ ખગડી ગયા છે ડોળજો. પ્રલયકારી. ૧૨
હામીની દુકાનોએ હામી ભરી,
વેહેતી ચાલી જળ સ્વામીની સંગજો;
ઘરબાર ઉગરયાં તે પાડ ઈશ્વર તણો,
નહીં તો સઘળા સાથે એકજ રંગ જો. પ્રલયકારી. ૧૩

## ગરબી ૭ મી

### સ્વામીનારાયણના આચાર્ય વિશે.

તજો તમે કેફ કરમ કરવું. એ રાગ.

માહારાજ ગુણ મુખ થકી ગાઉ,<br>
ધન્ય ધન્ય બલીહારી જાઉ; માહારાજ૦ ૧

ધન્ય નામેં કેશવ પ્રસાદ,<br>
આચારજ રૂડા પ્રમાદ;<br>
ગરીબ સારૂ તજયો સવાદ, માહારાજ૦ ૨

ધન ખાંચી ધર્મ તણી આપે,<br>
ગરીબ તણાં દુઃખને સંતાપે;<br>
ઘણાનાં કષ્ટ પોતે કાપે, માહારાજ૦ ૩

રેલ આવી કરતી સુસવાટ,<br>
આપે કીધો અતિ મન ઉચાટ;<br>
ઘણા જનનો ઉગારયો ઘાટ, માહારાજ૦ ૪

ઉર હિંમત પોતે અતિ આણી,<br>
ગરીબ જન પોતાના જાણી;<br>
અતિ સહાય કીધી વદ વાણી, માહારાજ૦ ૫

નિરાશ્રીત જન જે જે આવે,<br>
પોતે ખીચડાં ખવરાવે;<br>
દયા મન અતિશે લાવે, માહારાજ૦ ૬

વળી મેહેર કીધી એક ભારી,<br>
નમ પે જાઉ હું વારી;<br>
દુખી ઠરી આંખડી ગરી, માહારાજ૦ ૭

જોડ્યા જેનાં ઘર ગળ્યાં પાણી,<br>
રાખ્યા નિજ આશ્રમમાં આણી;

કિરતી રૂડી આપની વખાણી, માહારાજ૦ ૮
વંડા મેડી જરૂખા ઉઘાડયા,
ગરીબ લોક તેમાં ઉતારચા;
અતિ શ્રમ કરી જીવ ઠારચા, માહારાજ૦ ૯
અમર નામ રહ્યો તમારૂં,
કેસવ કહે માન્યું મન મારૂં;
પરોપકાર કૃત કીધું સારૂં, માહારાજ૦ ૧૦

## લાવણી ૧ લી.

ગોરી ચલી સાંવરે ગીરધરી કહુ આના. એ રાગ

જુવો જગતમાં જુલમ થયો ભારી,
રોતાં કકળતાં નિકળ્યાં નરનારી. ૧
સંવત ઓગણી એકત્રીસની સાલે,
અશાડ માસ લેખે બત્રીસો ચાલે. ૨
શાસ્ત્રનું વાકય કોઇ નહોતા કેહેતા સાચુ,
જુવો ભાઇઓ હવે શું રહ્યું કાચું. ૩
ઉનાળાનો ઉતપાતજ કોગળીયું,
શ્રાવણ માસે પરાણે પાછું વળાયું. ૪
શ્રાવણ વદી તેર દાનનું ખખવાડીયું,
નોતા માનતા લોક કેડું દેખાડીયું. ૫
રેલે રેલીને રોળજ બહુ વાળ્યા,

ગરીબ મરખાને દોં મ્હાંથી ઢોળ્યા. ૬
અરેરે હાય દઈવ તુજપર શો દાવો,
નોતા જાણતા કરીશ કોપ હાવો.] ૭
આ જુલમ જોઈને જગત જન હાર્યા,
સઉને બાડચમાંથી કાઢાડાને મારચા. ૮
ગરહસ્થ હતા તે થયા ગરીબ સાધુ,
આ જુલમ જોઈ કોઈએ નથી ખાધું. ૯
આખી રાત ભય ભોમી ભારે લાગે,
ગંગા ધુધવે ને ભણકારા વાગે. ૧૦
દુખી દુનીઆં ગંગાને શું કહે છે,
તું તાણી બે શીદ જીવતા જવા દે છે. ૧૧
ગરીબ કહે કે ગતિ શી થાશે,
આ નાના નાના બાળક શું ખાશે. ૧૨
દુખીએ દુખીયાં મળી ખબર પુછે,
રોવા બેઠાં તે તમારે શું છે. ૧૩
અન્યો અન્ય વાતો કરી રૂવે,
સામાસામી એક એકનું મુખ જુવે. ૧૪
અરેરે બાપ સઉનું આવી પાડ્યું,
સો વરસમાં અવાંણુ સુરયું નોતું. ૧૫
ગરીબ લોકનાં ઘરબાર ગયાં ટુટી,
જન્મારાની કમાઈ લીધી લુટી. ૧૬
એવા દુખીને સુખ ક્યારે મળશે,

વલ્લભ કહે શું રળી રળી રળશો. ૧૭

## લાવણી ૨૭.

### શ્રાવકોનું શ્રીમંતપણું.

ધન્ય ધન શ્રાવક જાત, એમની માત ઘણા પુન્યવંતા;
રંકની કીધી સહાય, અતિ ગુણવંતા. ટેક.
પરમારથનું કામ, ધરી બહુ હામ, અતિશે કરીયું;
કંઈ ગરીબ જનનું કામ, ધીરજથી સરીયું;
પ્રભુ થાઓ પ્રસંન, માન્યું મુજમંન, આશીશ દેઉં તમને;
ઉગારયા કંઈના પ્રાણ, સહાય કીધી અમને.
લાડુ ચવેણાં આજ, ગરીબને કાજ, દીધા ધીરધારી.
વળી આણા લાકડી, સુખડી ઘણી સારી.
તમ પે રીઝે કીરતાર, ખરે આ વાર, અપરંપાર.
વદુંછું સાર, સુખ દેનાર, ગુણ લખંતા. રંકની૦ ૧
ફરી શેહેરની બાહાર, પાણી મોઝાર, ગરીબ સંતોખ્યા.
ઘણા જીવના પ્રાણ, તમે જઈ પોખ્યા.
હજી આશાછે અમને, કહુંછું તમને ગરીબના સારૂ.
જેના ઘરનો લીધો ભોગ, પાણીએ વારૂ.
તેઓ વળી જે જાગ, ન મળે બદામ, ઘર બાંધવા.
પઇસો ન હોય પાસ, અંન રાંધવા.
એવા ગરીબને માટ, પરમારથ સાટ, ભાગો ઉચાર.

કરો કંઇ ઘાટ, વળે નહી દાટ, પૈસા જખંતા, રંકની૦ ૨
કરી મદદ ગરીબને આજ, સુખ સમાજ, તેવી કરશો.
પ્રભુ અતિશે રાજી થાય, હામ જો ધરશો.
પૈસાનું સાનું સારથક એહ, જીવ્યાનું તેહ, ગરીબ પે દયા.
સઉ આશીષ દેછે તમને, રાખશો મયા.
ભાગીછે જેની હામ, ખરી તમામ, હિંમત તમે આપો.
જેમ ઘટે જેવો ઉપાય તેમ દુઃખ કાપો.
નમું હું વારંવાર, કરો ઉપકાર, મોત્રો સઉ સાર.
ખચીત આ ઠાર, ગુણ ભંડાર, ભાગે મુજ ચંતા. રંકની૦ ૩
અતી શ્રમ તમે લીધ, પૂરણ કીધ, જોઇ એ કરવું.
આવા અવસરે જરા, જરથી ન ડરવું.
કરો મોટા વેપાર, લાભ દેનાર, ઇશછે પોતે.
જરૂર થાસે લાભ, આમ જો જોતે.
એ ઇશ આ વાર, માગું આ ઠાર, ચઢતી કરજે.
સઉ શ્રાવકોનાપર, મેહેર અતી ધરજે.
એમ કથે આ કાળ, કેસવલાલ, કરીને ખ્યાલ.
મહાજનલાલ, કૃપા કર હાલ, ખોલ ખરંતાં. રંકની૦ ૪

## બારડોલ સાહેબની બાહાદુરી.

વળાંમણાં.

મને માગી ને રથડો જોડરે બાળા રાજારે એ સાજ.
લાગી લીન લીન ચઢતા થાયરે, બારડોલ બળીઆરે.

તેં તો કરી પ્રજાને સહાયરે, બારડોલ બળીઆરે.
તારી હીંમતને બલીહારરે, બારડોલ બળીઆરે.
જીવ બચાવ્યા અપરંપારરે, બારડોલ બળીઆરે.
રાય રંક કીધી તે વારરે, બારડોલ બળીઆરે.
જીવો જીવો તું વરસ હજારરે, બારડોલ બળીઆરે.
કીધો શ્રમ અતિ તે અંગરે, બારડોલ બળીઆરે.
રાત્રી ફરી બે દી પાણી સંગરે, બારડોલ બળીઆરે.
પડી પાણીમાં કામ ઘણાં કીધાંરે, બારડોલ બળીઆરે.
ઘણા જનને જીવતદાન દીધાંરે, બારડોલ બળીઆરે.
ગુણ ગણનાં ના આવે છેકરે, બારડોલ બળીઆરે.
મુજ મુખે છે જીભ્યા એકરે, બારડોલ બળીઆરે.
કોટી કોટી થજો કલ્યાણરે, બારડોલ બળીઆરે.
આશીશ દ્યે છે મુજ પ્રાણરે, બારડોલ બળીઆરે.
રહો અવિચળ તુજ નામરે, બારડોલ બળીઆરે.
જસં વિસ્તરો ગામો ગામરે, બારડોલ બળીઆરે.
યાદ રહેશે ચોમાસાની સાલરે, બારડોલ બળીઆરે.
ભાખે હેતથી કેશવલાલરે, બારડોલ બળીઆરે.

---

રાગ માતમ.

ઓય હાયરે પાનીને ગમકપા મચાયા,
પાનીને ગમકપા મચાયા;

.હેર સારમે ધુમ રચાયા,
ગ્રીઆય હાયરે૦ પલટા.
સાબરમતીને સુર દીખાયા,
શેહેર સારમે પાની ચલાયા;
કારંજેમે હોકરકે આયા,
ગ્રીઆય હાયરે૦ ૧
તીન દરવાજે દુકાનાં ડુબાઈ,
વાંસે પાનકોરકે નાકકુ આઈ;
શેહેર સારમે નદી બહાઈ,
ગ્રીઆય હાયરે૦ ૨
બારે રોતે બેઠેહે બીચારે,
ઉનકે કાગજ ભીંજ ગયે સારે;
સબ મીલકર કરતેહે પોકારે,
ગ્રીઆય હાયરે૦ ૩
માલ બીગડા ગાંધીયુંકા સારા,
હલવાઈ રો રોકે કરતે પુકારા;
કસાઇવાડા તો ડુબ ગયા સારા,
ગ્રીઆય હાયરે૦ ૪
પારસીકી પડીહે હવેલી,
ગીર ગયા બેચતા તેલ તેલી;
ભડીઆરખી ભાગે સબસે પેહેલી,
ગ્રીઆય હાયરે૦ ૫

ખાંચો મોચીને તેલી તંબાખુ,
સબકે બદનમે જલતીહે હોળી,
ચોર મર ગયે કરતે એ ચોરી,
ગીઆય હાય૦ ૬

શેહેર સારેમે આફત ફેલાઈ,
અબતો મેહેર કરો ગંગા માઈ;
તુજકો હેતેહે સબકી બંધાઈ.
ગીઆય હાય૦ ૭

આજ પડતાહે સબમે પૂકારા,
રો રો કરતા અરજ સહર સારા;
ક્યા ગુના હોગા એસો હમારા.
ગીઆય હાય૦ ૮

હીંદુ ઓર મુસલમાન ભાઈ,
સબકી મીલકે ગંગાકો બંધાઈ;
તબ ચલેહો પ્રસન ગંગા માઇ.
ગીઆય હાય૦ ૯

---

## વડોદરાના મલારભાઉના
## વારસોની ઉદારતા.

રાગ પારણું.

ધન ધન અવતાર મલારભાઉ રૂડી રીતનો.

આપે ઇશ્વરનો અવતાર;
ઑટમ મેળવી વાગ્યો ડંકો જીતનો,
જેના ગુણ તણો નહી પાર; ધન૦ ૧
આવા અવસરે સહાય કીધી ઘણી,
રાખી ગરીબ ઉપર બહુ રેમ;
કુળમાં પ્રગટ થયો એ અમુલ્ય મણી,
રાખ્યાં લોકો કુશળ ખેમ. ધન૦ ૨
ધન વારસ એમના ગુણવંત ઘણા,
જેનાં પરોપકારી કામ;
નવ રાખી ઉદારતામાં જરા મણા,
ખરચ્યો ગુણવંતે ઘણો દામ. ધન૦ ૩
કાવસજી મંચેરજીના બંગલે,
આપ્યા અંન તણા અંબાર;
ગરીબઃ સઉ ટોળે ટોળાં મળે,
આશીશ દઈ માગે આ વાર. ધન૦ ૪
બીજાં પૂન્ય કીધાં છે અતી અતી,
તેતો લખાણથી ન લખાય;
નથી લખતાં પોહોચતી મારી ગતી,
આ સઉ સંક્ષેપે કહેવાય. ધન૦ ૫
મોટા મોટા મુંબઈના શેઠીઆ,
સુરતના પણ છે જેની સાથ;
ધન સઉ ગરીબ જનને ભેટીઆ,

આપી દામ વસ્ત્ર સંગાથ. ધન૦ ૬

ધન ધન નુર વાધો એઉનુ અતિ ઘણું,
વધજો એમના અખુટ ભંડાર;
નામ અવરનાં કેમ કરી ઘણું,
ગણતાં ગ્રંથ થાએ વિસ્તારે. ધન૦ ૭

કોટી કલ્યાણ થાજો શેઠ સઉ તણાં,
એમની ઇશ્વર પુરે આશ;
આપો ઇશ્વર નાણાંના ઢંગ ઘણા,
લક્ષ્મી પાસે કરાવજો વાસ. ધન૦ ૮

આયુષ વાધે કોટી કોટી વર્ષનું,
દીન દીન ચઢતી એમની થાય;
કેશવલાલે કર્યું સર્વ હર્ષનું,
હેત પ્રીતથી સઉ બલીહારી જાય. ધન૦ ૯

समाप्त

# જાહેર ખબર

નિચે સહી કરનાર નમ્રતા પૂર્વક જાહેર કરૂં છું કે નિચે લખેલી ચોપડીઓ અમારી પાસે વેચવાની છે.

| | | | |
|---|---|---|---|
| પેહેલીના અર્થ.... | ૦-૧-૦ | લગનમાં ગાવાનાં ગીત | ૦-૩-૦ |
| બીજીના અર્થ.... | ૦-૨-૦ | પરનારીની પ્રીત ન કરવા વિષે | ૦-૨- |
| ત્રીજીના અર્થ.... | ૦-૩-૦ | પ્રાઈમરનો તરજુમો | ૦-૬-૦ |
| ચોથીના અર્થ.... | ૦-૪-૦ | સેકંડ બુકનો તરજુમો | ૦-૮-૦ |
| પાંચમીના અર્થ... | ૦-૫-૦ | થર્ડ બુકનો તરજુમો | ૧-૦-૦ |
| છઠીના અર્થ.... | ૦-૬-૦ | મુરખાની રમુજી વારતા | ૦-૧૨-૦ |
| સાતમીના અર્થ.... | ૦-૭-૦ | કવિતાના અર્થ..... | ૦-૪-૦ |
| સાતમીના અર્થ.... | ૦-૪-૦ | સામળના છપા..... | ૦-૪-૦ |
| ગુજરાતના સંક્ષેપ... | ૦-૧-૬ | વ્યાકરણના પદચ્છેદ. | ૦-૪-૦ |
| મોગ્રીસના સંક્ષેપ... | ૦-૬-૦ | મોઢે ગણવાના હિસાબ | ૦-૨-૬ |
| પેહેલુ ધોરણ..... | ૦-૨-૦ | હિંદુસ્તાનની ભુગોળ. | ૦-૫-૦ |
| પાક શાસ્ત્ર.... | ૦-૧૨-૦ | ગુજરાતના ઈતિહાસના પ્રશ્નોતર... | ૦-૨-૩ |
| ગરબાવળી દલપતરામ વાળી... | ૦-૨-૦ | વંશાવળી. ...... | ૦-૩-૦ |
| નાગરની સ્ત્રીઓમાં ગાવાનાં ગીત... | ૦-૧૨-૦ | આંકની ચોપડી ટાઈપના | ૦-૧-૬ |
| | | [illegible]........ | ૦-૦-૬ |

આ શિવાય કાયદાઓ તથા વારતાઓની તથા નિશાળમાં ઉપયોગી હરેક જાતની ચોપડીઓ અમારી પાસે વેચાતી મળશે માટે જે સાહેબોને મંગાવવાની ખુશી હોય તેમણે પોસ્ટપેડ કાગળ લખી ખુલાસો કરવો.

ત્રણ દરવાજાના મેદાનમાં (સહી) ઉમેદરામ હરગોવન.